# દેશ વીરોને !



તા૦ ૧૦-૩-૨૫ ફાગણ સુદ ૧૫ (હોળી)

લેખક — કલ્યાણજી વિઠ્ઠલભાઈ.



૧-૩

"નવયુગ" મુદ્રણાલય-સુરત.

(૧)

રણ તો રસિયાનું રસિયાનું
નહિ અધકચરા કાયરનું;

ધર્યું કદમ શું હઠશે પાછું, શિર જાવાનું જાતું;
નભમંડળ છો આખું ફરતું, ધ્રુવપદ અવિચળ તપતું. રણ.

જન્મ્યું તે જાવાનું નિશ્ચે, કોણ અમર થઇ રહેશે ?
સુકૃત શૌર્ય સદા ઝગઝગશે, કવિ જય ગાથા ગુંથશે. રણ.

રોગગ્રસિત થઇ પામર પેઠે, ઘરખૂણે શું મરવું ?
કિસ્મત ક્યાંથી રણમેદાને, વીર ગતિ સંચરવું. રણ.

જીવતાં 'મુક્તિ' મરતાં 'મુક્તિ,' ઉભય રીતે છે 'મુક્તિ,'
દેવોને પણ દુર્લભ એવી, ધર્મયુદ્ધની સંધિ. રણ.

રંગ ચઢયો પૂરો તે આવો, અધકચરા દૂર ભાગો;
આગળ વસમી વાટે નહિ તો, નાક કપાવી જાશો. રણ.

યોગી આવો ત્યાગી આવો, આવો રણરસિયાઓ;
શંખનાદ સંભળાવો શૂરનો, લ્યો મુક્તિનો લ્હાવો. રણ

(૨)

હામ મુકયે શું થાયે ?

અધવચ હામ મુકયે શું થાયે ?

વિલે મુખે પાછા ફરવું કે તરી જવું તે પારે,
ઠામ નહિ કેં પગ ટેકવવા મળે અહીં મઝધારે. અધવચ-

ઉંડા જળમાં ઉતર્યો પાંઉલાં શોચ ઘટે શતવારે;
પડ્યા પછી પાછળ શું જોવું ધપવું ગમ ભરોસે. અધવચ-

જયતરણીએ રત્ને પરે સંગે ધસવુ રહેલું;
પણ પ્રત્યાઘાતે એકાકી ટકી રહેવુ વીરનું. અધવચ-

વળતાં પાણીથી શીદ હઠીએ નિશ્ચય પાછળ ભરતી.
લંગર નાખી આજ ટકયા તો ગતિ અનુકૂળ વળતી. અધવચ-

નિશા-નિરાશા ટળશે કાળી, ઉજળી ઉષા ઉગશે;
આજ ડુબ્યો સવિતા તે શું નહિ કાલ પ્રભાતે ઉગશે' અધવચ



(૩)

પ્રભુ વીર—ધર્મ થકી રીઝે. ૧૨૧૩૧

ખુદા ખુદ શહીદાનો* પુજે.

સ્વતંત્રતારૂપ સુંદર સલુણી, સહુના મનડાં હરે,
પણ ઇચ્છાવરની એ કન્યા, વીરતા દેખી વરે. પ્રભુ

સત્ય, ધર્મ, ને ત્યાગ, તપસ્યા, ક્ષમા, શૌર્યની કાંતિ,
વીર-ધર્મનું મંદિર મનોહર, જહીં ગટાયે દીપ્તિ. પ્રભુ.

સ્વલ્પ અંશ પણ એહ ધર્મનો, બંધન મોટાં પિગાળે,
યુગ યુગના કલિમળના પુંજ, 'હોમી'માંહી પ્રજાળે. પ્રભુ.

પડ્યું ખવાયું જૈન છતાંયે, કમાલ શી કયામતની ?
પૌરૂષ પી× નવ-તુર્કી ઉઠ્યું તો, યારી હિમ્મતની. પ્રભુ

કોમ કોમના હિતની ભુંડી ભેખડ તોડી પાડો,
વીર-ધર્મના એક ઉપાસક, એક હિંદ ઉદ્ધારો. પ્રભુ.

* ધર્મવીર. × પાન કરીને.

